## ગાયન ૨૭૧ મું.

આ દુનીયાં છે જાદુની માયા પલપલ પલટી જાતી કાયા
ગગને વાદળ રંગ સમાયા—છે જાદુની
દીકરા દીકરી પતિને પ્રેમદા બ્હેન બાંધવની જોડી
એક એકને પકડી પકડી નાંખે કાળ વછોડી
કોણુરે કોના છે કહેવાયા કહેવાયા—છે જાદુની
કાળાં વાદળમાં જેમ વીજળી ઝબકે ને મટી જાય
એવા સુખના ચમકારામાં મોહ તને કાં થાય ?
યાદ કરી લેને તું જગરાયા-જગરાયા—છે જાદુની

(એકજ ભુલ)

---

## ગાયન ૨૭૨ મું.

છે સદા સમય પાપેથી છુટવા શીદ ડરે નાદાન
શીદ ડરે નાદાન કંઇક તો સારી શીખામન માન-છે
જેમ પાપની ઝળકે મોહી દોડે તું ભુલી ભાન
તેમ પુણ્યને સહેજ પકડયતો થાય પરમ કલ્યાણ-છે
જીવ મુસાફર શરીર હોડી ને છે મનરૂપી સુકાન
મનથી મરવું મનથી તરવું, મન પર રાખ નીશાન
કર્યું એટલુ નાંખ કુવામાં આજથી તજ તોફાન
માંડય ચાલવા સીધે મારગે આજથી થઈ સાવધાન-છે

(એકજ ભુલ)

---

## ગાયન ૨૭૩ મું.

મને ભોળીને ભરમાવીરે મા કેમ કરૂં ?
અણુસમજુને ફોસલાવીરે મા કેમ કરૂં ?
મારી પાસે પાસે આવે છાની વાતો સંભળાવે
મારૂં દીલ લલચાવે પેલો ગરજી
પ્યારી કહીને બોલાવે એની પાસે કેમ ફાવે ?
એ તો સાંભળે ન એકે મારી અરજી

છા-તી-માં-તો-અરરર રરરર અરરર રરરર
થાયરે મા કેમ કરૂં—મને.
એના મોઢાંનો મીઠાશ એ તો જાણે નાગ પાસ
પછી હોય કે ન હોય મારી મરજી
કરે પરાણે એ પ્રીત એ તે કયાની હશે રીત ?
થઈ બેસે છે ધરાર મારો વરજી
છા-તી-મા-તો-થરરર-રરરર-થરરર-રરરર
થાયરે મા કેમ કરૂં ?—મને.

(એકજ ભુલ)

---

## ગાયન ૨૭૪ મું.

તુમ્હેં યેહુ કયા પડી લોગો યા વોહુ જાને યા મએ જાનું
કટાએ ઇસ્કમેં જો સર ઉસીકો મર્દ મયેં જાનું-તુમ્હે.
વોહુ મેરી આંખકા તારા મયે ઉસકે દર્દકા મારા
ફીરૂં જંગલમેં આવારા યા વોહુ જાને યા મએ જાનુ-તુમ્હે

(એકજ ભુલ)

---

## ગાયન ૨૭૫ મું.

ભાગ્યે જે લખાયું જરૂર તે થાવાનું
લખે જે વિધાતા ન ફોકટ થાતાં
કરો બળ સામે મિથ્યા તે જાવાનું-ભાગ્યે
માતુ ઉદરે જવ બંધાય તન આ
એ દેહુ માંહે પ્રવેશે જ્યાં પ્રાણનો પવન આ
ત્યાંથી છપાયે કેવું છે જીવન આ
સમજોને શાણા છે વેદનાં વચન આ-ભાગ્યે.

(ભાગ્યોદય)

---

## ગાયન ૨૭૬ મું.

આંખો પરે અંધારી પુરે પુરી છવાઈ
સત્તા તણાં ગુમાને બુદ્ધિ એ ઉંધી સુઝે
પીડા તમે મારી મરે રૈયત રીબાઇરે—આંખો
આ રાંકડી રૈયત કદી સોંપી તમોને ઇશ્વરે

એને પ્રીતીથી પાળવી કે મારવી એને અરે ?
લાખો જીગરમાંના નીસાસા કો કદી બુરૂં કરે
માટે દયાની દ્રષ્ટિથી પાળો પ્રજાને આદરે
સંતોષ જ્યાં પ્રજામાં આબાદી ત્યાં સવાઈ
જ્યાં ધર્મ રાજ્ય ચાલે, ત્યાં રામની દુવાઈ–પીડો.

(ભાગ્યોદય)

---

## ગાયન ૨૭૭ મું.

દીલ મારૂં આ દીવાનું ફટકયું ફરે છે કયાં કયાં ?
જેમ જેમ લગામ ખેંચુ જઇ જઇ મરે છે કયાં કયાં ?
પુરાઈ પીંજરાંમાં હું પંખણી ખુશીથી
તોયે પછાડી પાંખો ફોકટ ફરે છે કયાં કયાં ?
જુવાની આ મુંઝાવે પણ સત્ય કેમ છોડું ?
તોયે હ્રદય પ્રણયની પ્યાલી ભરે છે કયાં કયાં ?
કયાં કયાં જીગર ચીરાયે કયાં જીંદગી સુકાયે
જાણુ ન આંખમાંનાં આંસુ ખરે છે કયાં કયાં ?

(ભાગ્યોદય)

---

## ગાયન ૨૭૮ મું.

અબસ હયેરાન કર તેહો નીગાહોંસેં નેહાં હોકર
મેરે કાલીબ મેં રેહતે હો તુમી અયે જાનેજહાં હોકર
કરો તુમ સખ્તીયાં હમ પર જહાં તક અપના જી ચાહે
પડે રહેંગે તુમારે દરપે સંગે આસતાં હો કર
તમન્ના દીલકી અયે પીરે ફલક કુછ તો નીકલને દે
અરે ઝાલીમ ન આયેંગે યહાં હમ ફીર જવાં હોકર

(ભાગ્યોદય)

---

## ગાયન ૨૭૯ મું.

ભાઇ ભાગ્યની ગાડીયેં ઉધમ ને અભિમાન
જોડયા એ બે બળદીયા નસીબ ગાડીવાન
સુખ દુઃખે ભરી આ મુસાફરી કરમે જે ઠરી કરવાની પુરી

નહી વધે ઘટે તેમાં જરી જીવની શકિતને પ્રબળ બુદ્ધિ
કાં ગણો તમામ નકામા ?
નકામા તમામ એ નકામા ન થાઓ બાપુ સામા

(ભાગ્યોદય)

---

## ગાયન ૨૮૦ મું.

દૈવ થકી જે થયું નીરમીત ગણું પુનીત મારે મન
પાળુ હું પ્રાણુ પણે સદૈવ—દૈવ.
જગત યંત્રને જે ચલાવે જીવના પુતળાંને નચાવે
લખ ચોરાશી ફેરા ફરાવે નમી રહું તને સદૈવ—દૈવ.

(ભાગ્યોદય)

---

## ગાયન ૨૮૧ મું.

કોઇ સમજાવો મને કે પ્રેમ તે શી ચીજ છે ?
જેમ જેમ જાણુ વધારે બુદ્ધિ ગોથાં ખાય છે
કોઇ કે એ છે અમૃતધારા કોઇ કે એ તો વિષવજવાલા
ચંદ્ર સમ શીતલ કહે કોઇ અગ્નિ સમ બીજા ગણે છે
કોઈ કે એ તો નયનોની જયોતી કોઇ કે આંધળુ વિશ્વએથી
કોઇ કે એ છે દૈવી ખજાનો કોઈ ફકીરી હાલ કહે છે

(સાચો સન્યાસ)

---

## ગાયન ૨૮૨ મું.

અમી ભર્યાં વચન સુણી જીંદગી આ સફળ થઈ
હૃદયમાં ચંદન સમ શીતલ રસ જાયે રેલાઇ-અમી
જગત મહી માતૃ વિહીન જીવ મુજ વહયું કઠિન
દીઠાં ન લાડ પુર્યા ન કોડ, પ્રભુ કૃપાએ મળી છે આજે
માતા મીઠી અહા શી વધાઈ ?-અમી.

(સાચો સન્યાસ)

---

## ગાયન ૨૮૩ મું.

પ્રાણ કાંઈ સંદેશા મીઠડા કહાવજો
મોહનજી મોંઘેરા નેહે ભીંજાવજો
પ્રેમ પાશ બાંધ્યો તે (હા) શાણા સલુણા નીભાવજો
અંતર ગુંથાયાં બે પ્રીતિનાં સુત્રે
એથી જુદા ના થવાયજો દુર થાતાં તો ચીરાતાં
મીઠી મુર્તી ઉર છપાઇ હુથી ના ભુલાયજો–પ્રાણ કાંઇ

(સાચો સન્યાસ)

---

## ગાયન ૨૮૪ મું.

વીસરી ગયા શું પ્રાણ સખી પીયા
ના હું તો કદી ભુલી શકી પીયા–વીસરી.
બાળપણે પોષ્યુ પ્રીતી બીજ અંતર
આજ સુશોભીત વેલી થઈ પીઆ–વીસરી.

(સાચો સન્યાસ)

---

## ગાયન ૨૮૫ મું.

ભુલ જન સ્વભાવ સાથ જડાઈ પ્રભુએ ગળ શુથીમાં પાઇ
દાનાઇનાં ફળ દેખાડે ભુલ અનુભવ વેલ
ભુલ તાંતણે ગુંથાયો આ સકલ સૃષ્ટિનો ખેલ
રામ યુધીષ્ઠિર દશરથને પણ ભુલાવ્યા ભાવીએ
માનવ મગરૂરીનાં મહેલ બંધાયા આ પાયે
રચાયાં જગ ઉદ્ધારક ભારત રામાયણ ત્યારે
ડહાપણનો છે વીશાળ દરીયો અગણીત ભુલ બુંદે ભર્યો
પ્રભુ કૃપા વીના એ જલધી કોઈએ પારનાં ઉતરીયો

(રાજ રમત)

---

## ગાયન ૨૮૬ મું.

અંધો જાય ગુલાબ ચુંતવા દીલ મ્હાય હાય રસ લુટવા
વય નવીચારી સમય ન જાંણ્યો ઓ સર્યું યૌવન પુર
સંધ્યા કાળે દોડયો દીવાનો આવેશે આતુર
કર પુષ્પ લઇ દીલ રહેમ નહી
અતી હોંશ ધરી પડયો કુપ મહી
રેડે શ્રાપ દઇ અરે પુષ્પ અહીં રડે અંધ અહીં લાચાર થઇ
ન શાંતી લગાર વ્યાપી અપાર કરતો પુકાર પ્રાણ છુટવા

(રાજ રમત)

---

## ગાયન ૨૮૭ મું.

કથ્યુ શાસ્ત્ર ઇતીહાસનું સ્વીકારો સદ જ્ઞાન
કઇ નારીએ લીધાં પતી પ્રાણનાં બળીદાન
સત્તા મહત્તાનાં મોઘેરાં માન
છતાં તૃણવત એ તુચ્છ જ્યાં પતીનાં સન્માન
સતીઓ સુકન્યા ગાંધારી વીખ્યાત છે
સ્નેહે સ્વિકાર્યા અપંગ અંધ નાથને
(તમે) સત્તાની સ્પર્ધાયે ભુલ્યા કાં ભાન

(રાજ–રમત)

---

## ગાયન ૨૮૮ મુ.

સદ બુદ્ધી કરી સારથી સંયમ નિયમ લગામ
અંકુશમાં લઇ અશ્વને જાવાને સુખધામ
ચાલો મુસાફર ચીલે ચીલે હાંકો જીવન રથ ધીરે ધીરે
મારગ અટપતો વીકટ અનંત છે
સાથીડો સંત મળે નિર્ભય પંથ છે
(ચઢી) પંથી લુટાયો અવળે ચીલે–ચાલો

(રાજ–રમત)

---

## ગાયન ૨૮૯ મું.

પતી પત્નીનું જોડલુ એજ સત્ય સંસાર છે
બીજ સ્નેહ શાંન્તિ તણુ વ્યર્થ અન્ય વ્યવહાર છે
જગમાં નથી સુખ લગ્ન સમાન દેવો પણ કરે સન્માન
મલતા ખીલે માનવ જીવન બંધાય
ધાયે ધાયે ભલે દુર દુર ઘરથી નાં થાય
શૃંગાર પ્રેમ કરૂણા નીતીનાં પાઠ પુરા સમજાય છે
ઝોલા ખાતું પાશવ જીવન એ ખીલે સ્થિર થાય છે

(એમાં શું)

---

## ગાયન ૨૯૦ મું.

દીલ હય વહી જીસ દીલમે મહોબત હો કીસીકી
હય આંખ વહી જીસમે શરાફત હો કીસીકી
કયુ હાથ શબે વસ્લ લગાને નહી દેતે
માશુક હો તુમ યા કે અમાનત હો કીસીકી
શમાંકો દેખ કર મય દીલસે યુ કહતા હય પરવાના
જો ચાહો જલના ઇસ્કમે મુજ સાહી જલા જાના
શમાકી બ કરાદી કે કહાં પહોંચેગા પરવાના
લરજનાં થર થરાના સર કટાના સાફ જલ જાના
હોતા હય ઉન્હે રશ્ક તો હો મેરી બલાસે
જલ જાય અગર જલનેકી આદત હો કીસીકી

(એમાં શું)

---

## ગાયન ૨૯૧ મું.

યહી દીન હય દુઆ લેલો કીસીકી કલ્મે મુઝ તરસે
જવાની આ નહી શકતી મેરીજાં ફીર નયે સરસે
યે કહ દો અબ્રે બારાસે અગર બરસે તો યુ બરસે
કે જયસે મેહ બરસતા હય હમારે દીદ ઓ તરસે

કયામત હય કીસીકો પ્યાર કરના ઇસ ઝમાનેમે
કઝાકા સામનાં રખા હુવા હય દીલ લગા નઇને
મીલા હોગા કીસીકો બાવફા અચ્છે મુકદરસે
હુવા હોગા કીસીસે વસ્લ હમતો ઉમ્રભર તરસે

(એમાં શું)

---

## ગાયન ૨૯૨ મું.

કુદરતની આ રચના ખીલી ફુલવારી જગમા
જગતનું પાલણુ કરે જન તારણુ—કુદરતની
ખીલી રે શું રચના બહાર વહાલી
ખલકના જીવન હારરે પ્યારા માહરા
વેલીઓ ફુલે સજી ઝુમી રહી કુદરત સારી
દીલમાં રબની યાદ રે પ્યારા માહરા
ખીલી રે શું રચના બહાર વહાલી—જગતનું

(રમતા પંચી)

---

## ગાયન ૨૯૩ મું.

હકનામ મુબારક લઇએ નીરભય થઈ જંગમાં જઈ લડીએ
સરખા બીરાદર છઇએ કીરતી સાગર તરીએ
લાવ મકસદ બર અએ તું પરવર હય મુશકીલ કર આસાન
ગરદન રેહેંસવાનો ધંધો લઈ બંદા પડીઆ મેદાન
નાચાર જો કીધોચ તો આધાર તું થા
નાદાર જો કીધોચ તો સાઉકાર તું થા
છોટો જો કીધોચ તો વડીલ તું થા
બંધવા જો થઇશું તો વકીલ તું થા

(રમતા પંચી)

---

## ગાયન ૨૯૪ મું.

દુખમાં તારે તું જગવાલી તુંને હર ચીજ છે બહુ વાહાલી
તુંજ વીન જંગલ બી નહી ખાલી ગુલશનમાં ખુશ હાલી
માનવી આશ કરે તુંજ રબની હરદમ
પાર કરે ભવ પલમાં—દુખમાં.

(રમતા પંચી)

---

## ગાયન ૨૯૫ મુ.

મન કએોનસી રાહ તુ દેખત હુએ
અબ કએોનસા યાર તુમહારા હુએ
માત પીતા સુત દારા ભગીની કોઈ કહે હમારા હુએ
સભી ભર ભર નીર પીલાવે સબસે તુમહારા કીનારા હુએ
સમય આને કુછ સમય ન જાના
સબ સમય પે કયું પચતાના હુએ
કાલ આકે જબ કાંધેપે બયઠા કએોન સહારા તુમહારા હુએ

(રમતા પંચી)

---

## ગાયન ૨૯૬ મું.

કરી હમ પાલન સખી દસ્ત આપી
રહેમી આજે દીઠાં મહા પ્રતાપી
ખુદા પાસે અરજ છે અમારી સદા રહો તમો સુખ માંહે
હમને નવાજી દઈ કીધી મદદ આજ—કરી
સુખમાં સાથી સઉ બને સુખ સંપત સઉ ચાહાય
દુખમાં દવેશી દોસ્તબી પડતીમાં પત જાય
દુવા દઈ દીલથી મન વારૂ કીધું સુખી જીવન હમારૂં

(રમતા પંચી)

---

## ગાયન ૨૯૭ મું.

પામે જીગર આરામને દુખ દરદી દીલ તે કહાં
ખુદા જે હાલતમાં રાખે રહીએ વીતે તે સબુરીથી સહીએરે
દીલનાં દુખડાં હમ દીલ સીવાએ કોઇ આગળ ના કહીએરે
દુખમાં દીલાસો બેદરદીથી જીવ જતાં નહી લઇએરે
ધીરજ રાખી જો દુનીયાંનો ખેલ
ભેદ પામવો છે મુશકેલ—ખુદા.

(રમતા પંચી)

---

## ગાયન ૨૯૮ મુ.

જગમાં લગન સમ બંધન કઠન નથી કોઈ
હોએ પતીના ગુણ જો સારા તો જીવન સુખમાં પ્યારા
સુખ સંપજ વીણુ ભવ જાએરે ધુલ જીવન તેમનું થાએ
મલે ન જીગર જો આપસમાં બે પ્યારા—જગમાં
સુખ સાગર ત્યાં ભવ પારજરે, વીન દીલથી ધુલ સંસારરે
સફલ જીવનનું સદગુણથી પ્યારા—જગમાં

(રમતા પંચી)

---

## ગાયન ૨૯૯ મુ.

ખરે તારે ખુદા તાલા જગતમાં સતપન જે નિત રાખે
જુઠ હારે મતિવાલા આખરમાં બદમન જે ફંદ નાખે
નીતીને દરિએ નાવ બદીની છલ કપટ મહી હારે
નહિ તારે રસીલી છબીલી કપટમાં રાકુત મન તજી નાખે
વાવો તેવું પામશો જગની આ છે રીત
કરણી તેવી ઉતરણી નેકીની છે જીત

(પાકજાદ પરીન)

---

## ગાયન ૩૦૦ મું.

સંસારમાં જે મોહીને પડવાનો મન સુખી હારે મન સુખીયા
કોઈ મન દુખીયા છે સંતોશી સુખીયા છે
પલપલ દુખના થલથલ રંજ રાએ રંજ જાએ
તનમન નીસદીન કોઇ સુખીયા—સંસાર
જુઠી જગત સારી પામી અગત ભારી
હર દિલના મોહબાનમા કયદ થયો કરજોડી—સંસારમાં

(પાકજાદ પરીન)

---

## ગાયન ૩૦૧ મું.

લઈ નામ ખુદા નામ સઉ ઠામ
છે ખરો જે યાવર યાર તેને નમીએ—લઈ નામ
જે વન માયા લાગે અકારી તે વન સઉ નાકામ

જગ માયામાં વસજો થયો તો તે છે સંકટધામ
રામ નામ લે હર ધામ
છે ખરો જે યાવર યાર તેને નમીએ—લઇ નામ

(પાકજાદ પરીન)

---

## ગાયન ૩૦૨ મું.

આસા મહારી છે ખરી
રે માન માન યઝદાન તું જરી—આશા
દાદ મ્હારી લઇ દે યારી હમ પરનું દુખ દે ટાળી
રંજ કાપી ગંજ આપી કર સુખી તું ઘર જરથી ભરી
માગુ હું કરગરી માન માન યઝદાન તું જરી—આશા

(પાકજાદ પરીન)

---

## ગાયન ૩૦૩ મું.

માનો પરીન જરા દિલથી હજત તજી
નહિ તો થશે ખ્વાર માન
નહી કર જીદમાન જરા માન દઈ ધ્યાન
હટને તું છોડ નહિ તોડ આએ જાન
હાથ લાંબો કરૂં છું દે દાન--માનો
હસી વસી મળીને જોજે મહારૂં હેત મહેરબાન
હર વકતના કર તાન તું આલીશાન
માન ત્હારૂં ન ખોહી દે માન--માનો

(પાકજાદ પરીન)

---

## ગાયન ૩૦૪ મું.

ખરી તે નારી જે નીતીમાં છે સારી
જે નીતીમાં છે સારી જે પ્રીતીમાં છે સારી-ખરી
નીતી વનાની નાર નઠારી તે જગતમાં તમામ અફારી
પ્યાર કરવા લાયક પ્યારી-જે નીતીમાં છે સારી

દાદગર રૂડાં કરે હરનારના ભુંડા ચલણ
નામમા ઘરમાં થશે ને ગામમાં સઉ જન મંથન
ભલી તે ભારી જે હીતથી રાખે યારી
જે હીતથી રાખે યારી જે ચીતથી રાખે યારી–ખરી

(પાકજાદ પરીન)

---

## ગાયન ૩૦૫ મું.

આ જગતમાં ખુબી સારી સારી
દાતા ઉમંગ જાગે ત્હારા રાગે પ્રીતી લાગે આ હૃદયમા
જાને ભેદ નહી જોશે કદી કોઇ પ્રબલ હકુમત ત્હારી
મ્હારી લાજ રાખો આજ દીન જગતના માલીક

(ફાંકડો ફીતુરી)

---

## ગાયન ૩૦૬ મું.

ચાહ રાખી ચીતમા દીલજાની ના જાઓ તજીને મુજને
વીલાયત વસાવી ઝટ વહેલા આવજોજીરે
દીલના દીલદાર પ્યારા હૈયાના હાર મ્હારા
દાદગર આપે તુંને યારી
જુદાઈની આગે વ્હાલા દુખ દીલ લાગેરે
અકલાવી દીધી મને ભારી

(ફાંકડો ફીતુરી)

---

## ગાયનં ૩૦૭ મું.

જાનો જીગર જલાવી ઝુરાવી ગયો છોડી પ્યારોરે
દિલથી વિચારો નથી કોઇનો ચારોરે
જાની જવાની જાએ જુદાઇની જોતે જલતી
દુખી ગુલને તારોરે

(ફાંકડો ફીતુરી)

---

## ગાયન ૩૦૮ મું.

આશા—આશાઓની દુનિયા ઝુટી છે જુઠો એ વ્હેવાર
ખોટી છે એ જીંદગાની જમાનાની હસ્તી ફાની
આશા પર રાખું જાની હું આધાર—આશા
એતેબાર એનો શાનો ખોટી એને દીલથી માનો
હવાનો એ ઝોકો જાનો સદા એને ઝુઠી માનો
લુભાવે સદાએ આ ઝુઠો સંસાર—આશા

(ફાંકડો ફીતુરી)

---

## ગાયન ૩૦૯ મું.

જોઇ જગત જોઇ દુનીઆં જોયો કારોબારરે
આંખો બન્દ રાખી તેને ખોયો સરવે સારરે—જોઇ
યત્ન યુકતીને અંગ બળે બસ ભરો ખજાનો યારરે
પાસા એવા ફેંકીએ કે પડે સદાઇઓ બારરે—જોઇ
સુખ દુખની હસ્તી કેવીએ ખ્યાલી મનના ફેર
કોશીશોથી મોજ કરો ને કરે દુખને જેર—આંખો

(ફાંકડો ફીતુરી)

---

## ગાયન ૩૧૦ મું.

નેકી ના છોડ નેક નામરે
ભલાનો નેક અન્જામ થાયે નામ થાયે નામ દામ કામરે
થઇને શાદ રબને યાદ કરી લે કામ એજ છે
લેવો અપાવો તેને નામ નેક કામ એજ છે
થોડા દિવસની જીંદગાની રબને યાદ કરીલે ગ્યાની
તો સરસ છે ત્હારી વાની પીલે નેક જામરે
નીભાવો કઓલ ફરજ આપની મુદામ છે એજ
મનશની પેશે અહુરમજદ નેક નામ છે એજ
જહાની હસ્તી એ ફાનીનો એતેબાર નથી
ખુદાની યાદ જે કરે ખરો ગુલફામ છે તેજ

(ફાંકડો ફીતુરી)

---

## ગાયન ૩૧૧ મું.

અરે દુનીયામા પૈસા શું ખરા પ્યારની બલહારી છે
જુઓ તો પૈસા પરણી હાં ખરા પ્યારની સરદારી છે
ઝુપડે વસ્તાં જે ગરીબ સાદું સુતરૂં ખાએ
સુખ અને સંતોશ વસે દુખાયાં સુખીયાં થાય
નથી પૈસામાં સુખ કે પૈસો બેકરારી છે-અરે
તાજ ધરે સરપર ભલે કરે દુનીયા પર રાજ
રાજ તાજ તારાજ છે પ્યારથી જો મહેતાજ
ભલા તેજ પ્યાર ખરો જો છે ગરીબાઇજ પ્યારી છે-અરે

(અફલાતુન)

---

## ગાયન ૩૧૨ મું.

હું તો ઘેલી ઘેલી મુજના જાલ
ઘેલી ઘેલી સમજો વ્હાલ ઘેલી ઘેલા રામજો
પાક મોહબતે ઘેલી બનાવી સત વચન એ સમજજો
કદર કરીને પ્રીતજ સાચી વ્હાલા મુજપર કરજો-જાલ
સદા કેટીને મનમા સમાવી યાદ તેની સાચવજો
ભવસાગરમાં તમ વ્હાલીને સુખ સંપજથી ઠેરવજો-જાલ

(અફલાતુન)

---

## ગાયન ૩૧૩ મું.

ઓ નાદાન તાહરૂં ગુમાન છે સત્યાનાસીની એ નીશાણુ
દુર દુર અમથી મનથી ના ફુગરાતી તુંજ પૈસા પર
ધુર ધુર મલશે તાહરી ઉમીદ સારી ધુર આખર
ગરૂરી તુંજ આખર ફના એક દમમાં થવાની છે
હરધુત એ સરકસી તાહરી હવા થઇ જવાની છે
અદના ગીયા આલા ગીયા તો શું તું ટકવાની છે
તુંબી મગરૂર જોતાં જોતાં એક દમમાં મરવાની છે
તાહરૂં તાન બદગુમાન હું ભુલાઉં હું વીસરાવું

એ છે બસ દીલનો અરમાન એ તુંદી તાકુરી ઓ સરકસ
તું ભુલી જશે હજીબી સંભાલ
એ તુમાખ કાહાડી નાખ યાદ રાખ કરશે ખાક
તું ઓ કેટી ચેતી ચાલ—

(અફલાતુન)

---

## ગાયન ૩૧૪ મું.

પ્યારા તાહરા પ્યારની પ્યાસી હું
તન મન ધન ઓવારી નાખું મ્હારૂં વ્હાલા
જાલ જંજાલમાં તેં તો ફસાવી સાચાં જીગરથી અતે હસાવી
દિલ મહારૂં તેં તો લીધું લુટાવી સુદ્ધિ બુદ્ધિ તેં ભુલાવી
જેમ પવનની લેહેરથી અંગ નમાવે વેલ
તેમ નમાવે પ્રેમી જગતને હેત પ્રીતની રેલ
પીડ પરાઇ કોઈ શું જાણે-જેને વીતી હોય તે માને

(અફલાતુન)

---

## ગાયન ૩૧૫ મું.

જો કરમ કરીમે બક્ષી તે પર ઇતરાના કદી
જો પઢી થયો તું ફાઝીલ તોબી ફુગરાના કદી
જર જોબન ફાંની છે તો મસ્તીમાં મલકાના કદી
એ જરૂર ગરૂર છે એ નથી તે ટકવાના કદી
ચઢી દરીયાવ ઉતરી જશે આખર છે મરવાનાં કદી
અદના ને આલા સૌ મરી આખર છે મલવાનાં દકી

(અફલાતુન)

---

## ગાયન ૩૧૬ મું.

વીટીચ યારો માહરી પર જેવી કાહાંણી
નથી જાંણી કોઇએ જીંદગાનીમાં
સ્વીટ હાર્ટ દીનુ થઈ માહરી મમ્મા હસ્તાનાં
જઈ કહું કોણુને વાત એ જફાની

પરણી ગઇ દીનુ બાપ માહુશાને
દર દોસ્ત બાપ ભાઈ બેટા સાથે સ્વીટીને ઓળખાવતા ના
દીના હાય હાયરે દીના મ્હોબતમાં તેં તો મારયોરે ઠાર
સીના સેરવ્યા સીના પરણી પપાને કીધો નાચાર
બાવા નોકલ્યા ખાવા લાડુ જે મેં તો કીધો તઆર
થયા દીકરાની દીલબર ઉડાવીને પોતેજ ખુદ દોલદાર

(અફલાતુન)

---

## ગાયન ૩૧૭ મું.

જુગારીનો સદા જય છે બોલી ફેંકો ભાગ્યોદય છે
દાહયા કાગરા એમ કહે કે જુગાર ખરાબ ઘણો છે
હું તો કહું યારો જુગાર રમો તો તેમાં સવાબ ઘણો છે
લાલ જીઓ જરા કહો મને કે સરત શું બેહતર છે
એ ફેશનેબલ ગેમબ્લીંગ જુગારથી બેહતર શું ધુર પથ્થરછે

(બાપના શ્રાપ)

---

## ગાયન ૩૧૮ મું.

જયારે અકકલ પર પરે છે પથ્થર સારૂં કદી સુજતું નથી
જે પર પરે તે પોતેજ ભોગવે કદર કોઇ બુઝતું નથી
છતી આંખે બને આંધળો સારૂં તે સુઝાદે કોણ
સારૂં કહયું તે લાગ્યું ખારૂં સારૂં કદી રૂચતું નથી
બદ બખ્તી શિકાર કરે જો છતાં કાને છે બહેરો તે
પરતીમાં તેને વગર ઠોકર કોઈ કશું પુછતુ નથી

(બાપના શ્રાપ)

---

## ગાયન ૩૧૯ મું.

અરે આ અબલાનો પોકાર બાપ જરો સાંભળોરે
કહું હું કરગરી સો સો વાર માંગ્યું માહરૂં મલોરે—અરે
દુઃખ્યારી આ નારી બીચારી રોજ........રરે

પરવર તુજ વન મુજનાં સંકટ કોણુ......હરે ?
કર કરૂણા કીરતાર—અરે.
સીતા સતી તારામતી દમયંતી દેહ દુઃખ વેઠતી
સતીઓને દુખ આવે અતી પણ ધીર નહી તે છોરતી
કદી સુખ ને કદી દુખ એવી આ જગતની છે ગતી
ધીરજ ધરૂં કે સાહાય થશે રેહેમી જે જગતપતી—અરે

(બાપના શ્રાપ)

---

## ગાયન ૩૨૦ મું.

માનવ ન ગુમાવ જીવન નકામુ તે તો જાણીને
ઉડી જવું બની પતંગ અંગ છે ખાક માનીને
અરેરે કાયા માયા તો જગતમાં બસ ફાની છે
સમાલી લે જવાંનીને જવાની ન રહેવાની છે

(બાપના શ્રાપ)

---

## ગાયન ૩૨૧ મું.

કાકા વકટલેન તેવા કહેવાએ આજે ખાસા જેન્ટલમેન
ને હયાં તો બાંએ ને જયાં ચહડાવી
એ આંગલાથી ખેંચી કહાડીએ નેન
આજે અકરીકટ પર માર ને ચશમા ચાર ચહડાવી
ઇત્તર ટચાકો બનશે નાજુક નાર
ને એમનું કરવું હોએ જો તોલ
લેઓ એક સોલ ટીમ કે ત્યાંથી છુ થયા બસ ાેલ
હયાં તો હાંડા માસ્તર નામ તુચ્છકારી ને ધીકારી
મવાલી એમને કેહસે ખાસો આમ જયાં હમારાં જોગું કામ
તો એ મવાલીને કરશે સો સો સલામ

(જેન્ટલમેન—લોફર)

---

## ગાયન ૩૨૨ મું.

દુન્યાં સારી છે ફરેબી તાહરી સુદ્ધા કહાં ગઈ
જેમ પવનની લેહેર ફરે તેમ ચુપચુપ બેસવું જઇ (સફાઇથી)
નહી તો ટપલા ખાતાં તાહરો જનમ જશે અટવઈરે

જેવા સાથે તેવા થઇએ ચાલ ચલાવી કંઇ (બુરી ભલી)
હાથે ચડેલું ન પાછુ મેલો સતવાદી હયાં થઇરે
ચકમક કરતી મીઠી બોલીની કાતર રાખે લઇ ખીસામાં
કાપ મુકીને કામ કહાડે તે છે સુખીયાં જહીં તઇરે

(જેન્ટલમેન-લોફર)

---

## ગાયન ૩૨૩ મું.

સાચા જીગર પર રાખો ભરોસો એ છે કસોટી પ્રેમીની
વહેમોથી દુર કરી મન સાચું રાખો જીગરમાં પ્રીતીની નેમ
વેહમે ભમાવી પાપી મને કીધો
મનની સફાઇએ ઉગારી મને લીધો
માફી ખરા દીલની બક્ષો જાન
જો કદી ખોટો દોશ વેહમોથી તને દીધો

(ધરની-કંપ)

---

## ગાયન ૩૨૪ મું.

જાનો જીગર આવોરે મોતીડે વધાવું પ્રેમ રસ પાવું
હું તારી દાસી વાહાલા તું મારો સરતાજ
લાગો આ ગળે જાન મને તમારી બનાવો આવો
પ્રેમ પીયાલો જહરનો સમજે સહુ સંસાર
અમૃત છે એ જહેરમાં પિયો કે બેડા પાર

(ધરતી કંપ)

---

## ગાયન ૩૨૫ મું.

નાખી મને પ્રેમની તેં દોરી દીન્યાર વહાલા
પ્રેમ પીયાલો પાઈ દીલ લીધું ચોરી દીન્યાર
તમે ફરહાદ બનશો હું શીરી કારી ગોરી
તમો બનો ચંદર તો હું ચકોરી

જે નારી ભરથારની સેવા કરે અપાર
તે નારી સંસાર તરીને ઉતરશે ભવપાર
તુંજ સરખી સતી નાર તજીને ભજે કોઇ પરનાર
તેવા નરને દોજખનો છેવટ છે અધીકાર—તમો

(ધરતી કંપ)

---

## ગાયન ૩૨૬ મું.

હે સજના રહે ધીરજના નીરખીને આ છબી ત્હારી ન્યારી
જાંઉ વારી વારી સુરત જોઇ મ્હારી તેં તો સુધજ ખોઇ
નીચી ઢલી આંખે બોલતો જાય પ્રેમં વચન મધુરાં સદાય
ખુબી ના કહી શકાય અમ્રત લજ્જત આરે–હે સજના

(મસ્તાન મનીજેહ)

---

## ગાયન ૩૨૭ મું.

ઉભરાયે હરખ ભરી છાતી આહારથી મન હારથીરે
નાજુક મારી આ ઉઠતી જવાની હીરા હાર ડોકે જોઈ દીવાની
ફરૂં ફરૂં થઇ મદમાતી—આ હારથી
ચંદ્ર કલંકીને તારા છે મંદા બેદાગ હીરાથી બની હું ચંદા
મસ્તાન મનીજેહ કેવાતી—આહારથી

(મસ્તાન મનીજેહ)

---

## ગાયન ૩૨૮ મું.

મને પ્રીત તારી ભારી લોભાવતીરે ઓ રંગ રસીયા
આંખ આડી ઘેલી મને બનાવતીરે—મને
ચંદ્ર ચકોરની પ્રીતી જે થાયરે સુરત તારી મન ભાવતીરે
તારી હું તાહરી થઇ તન મન ધનથી
મનને ખુશીથી હસાવતી હું હસાવતી—મને

(મસ્તાન મનીજેહ)

---

## ગાયન ૩૨૯ મું.

રહે નારીના મમતમાં અરે આજના યુવાન
તારૂણ્ય પ્રભાવ આજ ભુલવે વીવેક જ્ઞાન
પ્રણય પવને યોવનમાં મદ ભરાએ
યુવક યુવતીને જોઇ અંધ થાએ
રે દીન રજની ગુણ વ્હાલીનાજ ગાએ
તુચ્છ મનમાં સઉ જગત આ જણાએ
વીસરે તમામ વાત કોણ માત કોણ તાત
(સંસાર-નૌકા)

---

## ગાયન ૩૩૦ મુ.

શ્યામ ઝુલે હીંડાલા કુંજનબનમે કુંજનબનમે મધુબનમે
લતાએ પુષ્પોંકો ઝુલેમે કયા ઝુલાતી હુંએ?
પવનકે ઝોંકોંમે કયેસી સુગંધ આતી હુએ?
ચમનમે ઝુમકે શાખે સમા દીખાતી હુએ?
મદનકો ગોદમે લેકર એહુ સબ રમાતો હુએ?
બસ ગઇ સાંવરી સુરત એહુ નયનનમે
(સંસાર નૌકા)

---

## ગાયન ૩૩૧ મું.

ભલે બહુ ભાવથી શીખે શીખેલું વ્યર્થ તે જાએ
કરે મહેનત છતાં સોનુ ઘશ્યું તે ધુળ થઇ જાએ
લખ્યું વાંચ્યું ભણ્યા ભુગોળ ને ઇતિહાસ અવલોકયા
વળી હીસાબ ગણુવામા દીવસના દીવસો રોકયા
અફળ એ જાણવું અંતર બાંધું છે ધુળ પર લીંપણ
નથી સદગુણ તો શીક્ષણ નકામું સર્વ કહેવાએ
(સંસાર-નૌકા)

---

## ગાયન ૩૩૨ મું.

જલ ગયા ચમનકા ઘર પલભી ન આરામ હુવા
જો કભી પહેલે ન જાના વોહ પરીણામ હુવા
તુને અમૃતકે જો સાગરમે લગાયા ગોતા

વીષ હર શ્વાસસે જલ હો ગયા નાકામ હુવા
તૃષ્ણામે જો કભી મેઘસે માંગા પાની
ગીર ગઇ બીજલી તેરી આસપે કયા કામ હુવા ?

(સંસાર-નૌકા)

---

## ગાયન ૩૩૩ મું.

કરકર પરવર અમપામર પર નજર જરી
દાદગર દાવર માહુરારે કરમ કંઇ કરી
અમ નાચારી મહીં તારી કરી ભારી ઉમેદવારી
ઓ દાતારી તુંજ દીલદારી થકી તારી માંગુ યારી
દાના પગે પરી પરીતાપ ઓ બાપ તું કાપ હરી
અરજી એ સુનો ખરી મરજી મુઝે હૈયે ધરી—દાદગર

(દોરંગી દુન્યા)

---

## ગાયન ૩૩૪ મું.

ખુદ હાથોથી જે થયું કામ થકાવે મન મલકાવે–હરખાવે
આપ મુવા વન હર્ગમાં કોઈ કદી નવ જાએ
આહુ નીરાહ પરઇ એ કેહતી કેમ ભુલાએ ?
તે મનનું માએગું તો મલે મેહેનત ફલે
ચિતા ટળે કામે ભલે વલગે બલે તે ન કરે ભાવે-ખુદ

(દોરંગી દુન્યા

---

## ગાયન ૩૩૫ મું.

હઠીલું માહરૂં મન હરખાવેરે
ખુબ રીઝાવે મને દીલડું ધ્રુજાવેરે—હઠીલું
કારી કટારી કાલજે મારી ચાલ ઢાલ પર જાઉં બલહારી
મનને કેમ કહુંરે ? મન હમજી રહુંરે
દીલથી બેદીલ હું તો છઉંરે પ્રાણ દઉંરે હાંણ લઉંરે
મધુરી તાહરી હુરત હુંદર મને બેકલ બનાવેરે-હઠીલું

(દોરંગી દુન્યા)

---

## ગાયન ૩૩૬ મું.

સરતાજ કરમ આજ કરજે
સરતાજ કરમ આજ—લાજ શરમ કાજ કરજેરે—સરતાજ
તુંજ વીના દાના દાદ કૌણુ લે બાપ દયા દીલ ધરજે
ઘેર પાછો ફરે ભાઈ અમારો દુખ વાદળ વીખરજે

(દોરંગી દુન્યા)

---

## ગાયન ૩૩૭ મું.

લલકારો રસીલા—ગાઓ ગાઓ હેતે સજીલાં
રંગીલા રંગરાગ આનંદ કરી—
ગાયણુની ખુબી નહી પીછાને જે
ખુદાની નહી ખુદાઈબી જાણે તે લેહેર અજબ ખરી
રાત વીના નહી ચાંદણી—ફુલ રત વિન ન થાય
રાગ વિના તેમ માનવું—માનવ નવ રીઝાએ—લલકારો

(દોરંગી દુન્યા)

---

## ગાયન ૩૩૮ મું.

દીલ તો સફા બુરાઈથી તારૂં યાર કર અરે
નેક કારમાં બેદીલ બેદાર કર અરે—દીલ તો
હરદમ કરે તુંજ દીલથી ભલું ભલે મોરા સૈંયા
છોર ન તલબ કાજ માનવી નેકીની રાહ
ના દીલને બદીમે બેખોફ બેજાર કર અરે—નેક

(દોરંગી દુન્યા)

---

## ગાયન ૩૩૯ મું.

છે અજબ એ ખુબી ત્હારી ભારી
વ્હા શરાબ ગુલાબી નશારી મહારી—છે
યારો મલાલમાં એ પીણુ હલાલ છે ખુશીની એ તો ખુમારી
શકલે બશરને કરે બંદર ને

નચાવે મજાહથી ગટરબી મપારી—છે
થારો શરાબ તો પીવો સવાબ છે
બબો છે બહેસ્તનીજ બારી
બેવરો મસાલાનો ટાંકો ટંકાવો
ને ટાંસો ખજુરાંની ચકુરાઉ તારી—છે

(દોરંગી દુન્યા)

---

## ગાયન ૩૪૦ મું.

મદદ યજદ અમોને કરજે હર હાલ કરોએ ત્હારી યાદ
દાદરસ બસ તુંઇ દયાથી કર પરવર અમારો ધરજે

(દોરંગી દુન્ય

---

## ગાયન ૩૪૧ મું.

અએ જગધર પરવર સરવર અમપર રાખતું એક નિઘાહ
અએ કીરતાર અએ સરકાર તું હરબાર
નેક જામો ભરી નેકી લ્યો નોશ કરી નેક નામો જરી
નેકીનો હાથ ધરી નેક કામો ખરી દેશે પનાહ
જેવું જે વાવસે તેવું તે પામસે
જગતનો ખરો નીયમ સદા તેજ કરવો અદા
અગર વગર દીરગ દીગર જીગર તો જશ પામે નહી કદી
જામેં નહી કદી જસ કસ રસ બસ દરગેહે ખુદા–અએ

(દોરંગી દુન્યા)

---

## ગાયન ૩૪૨ મું.

સજની પ્રીત કરવી છે સહેલ ઘણી પણ નીભાવ્વી બહુ મુશકીલ
સાચ નીભેજો અંત તલકતો દેજે તારૂં દીલ
પંચ તજીને જીવતાં જીવત સુન મરવું તો પડશે
એ સઘલું જો સહન કરે તો થાશે તું કામીલ
સેજ બીછાવી કાંટાની તે પર પડવું તો પડશે
અમૃત પાણી પીવું પડશે વલી ઝેર કાતીલ—પ્રીત

(ભોલી ગુલ)

---

## ગાયન ૩૪૩ મું.

બુલબુલ ભમે સુગુણ ફુલ ડાલી
નવરંગ ઢંગ ઢંગ સંગ સંગ સંગ સંગ
ગુલજારમાં ચકચારમાં ફુલ બહારમાં
ખીલી ગુલાબી કલી નવરંગ સાથે મળી ખુશબો બેહકે ભલી
ખુબ ડોલે ખુશ બોલે મુખ ખોલે
બસ શીરીન જબાંને સહી સુખન કઈ કહી
રમતમાં રહી રીઝાવે માલી—બુલબુલ

(ભોલી ગુલ)

---

## ગાયન ૩૪૪ મું.

જગમાં ગુમાવ્યો જન્મ જેણે પ્રીત નહી કરી
સુખની સુગંધી છે ભરી ફુલમાં ખરી
આએ જગતનાં બાગમાં સુંદર એકજ ફુલ
પમરે છે તે સ્વર્ગમાં છે પાતાલે મુલ
કરમાએ છે તે નહી કદી નહી જાએ છે મરી—જગમાં
અતી ગેધે સડશે નહી જલવન નહી કરમાએ
અતી પઝડી ન તોડશે અતી સુરજે ન સુકાએ
લાખો જુગતો વહી ગયા પન તે રહયું ઠરી—જગમાં

(ભોલી ગુલ)

---

## ગાયન ૩૪૫ મું.

હું તો ગામરેની ગોરીરે કે હું તો ગામરેની ગોરી
નાજ અદા અંદાજ ભરી છું ગામરીયન ભોરી
કંઇ છાસ દહી દુધ ઘી ખીચરી ને ભાજી
વલી વાલ વટાણા તરતરકારીં તાજી
અમે દાળ રોટલી ખાઇએ ખુશીથી ઝાઝી
સઉ પતરાજી છોરીરે અમે સઉ પતરાજી છોરી—નાજ

કઇ સુકકું પાકકું સાદું સુતરૂં ખાતા
અહીં તાજી હવા ને ગામનું પાણી પીવાતાં
બાવા ભાખરા સમ થઇ ફરીયે રાતાં માતાં
છેઉં દુખોથી કોરીરે કે હું છેઉં દુખોથી કોરી—નાજ

(ગામરેની ગોરી)

---

## ગાયન ૩૪૬ મુ.

આજ કાલના શીખેલ જવાંનો તરેહ તરેહના બતાવે ઢંગ
કીમેતોરીઅમ કોઈ મંગાવે મુવાંઓ ઉપર મચાવે જંગ
અસલ્યા તને તજાવી કોઈ જુદદીનનો જમાવે સંગ
જુદદીનનો તજાવી ધર્મ કરે સગાઈ બે દીન સંગ
ઘેર સુધારો નહી કરે ને બાહારનાંને શીખાવે ઢંગ
સુધારો કરતાં હઠે છે પાછલ ટુક ભણેલા મચાવે જંગ
ધરમ રીતી રાહ જમા જમાને ફેરવતા રહે હર તરફ
નવી નવાઇ દરેક હાંસલ કરે પારસી કરી જરફ
સારી બુરીની નહી પરખ ઠાલી ફુલી પર રહે નજર
ફેશન દીન પર દીન નવાઈમાં કરે પોતે ગુજર
અજબ તરાંહથી ગજબ ઓરીને કેલવણીનો ગુમાવે રંગ

(જુદદીન ઝઘડો)

---

## ગાયન ૩૪૭ મુ.

મન મન મનમા ફેર ઘણા નહી આંખે એક સમાવે
પર પરવાનો સમ ઉપર જઈ જાણી જાનને ગુમાવે
તન મન જનમાં ફેર ફેરાઉન નજર નજરમાં સમાવે
ફુલ ખીલ્યું નહી ખીલ્યું કોને ગમે ત્યાં મન રમાવે
મન એક તન એક બને ત્યાં જઈ પ્રીત કરીને જમાવે
પ્રીત વીનાનું જીવતર જાય ચાહે રીત રમાવે—મન

(જુદદીન ઝગડો)

---

## ગાયન ૩૪૮ મું.

હેતવંતા પિતા તણી મળશે પ્રીતી ઘણી યાદ જુલે મન માયજી
માય માયા વીના મન દુખી બને તણી નેક પીતાથી સમાયજી
માય વિના જીવતર બળે નહી યાદ દીલથી દુર બની
પ્રીત વીના જીગર જળે વહી વહી જીગરથી પુર બની
છે નેક બાવા મુજ ઘણા ભુલાવે યાદી દીલથી
હર દીન સેવા તેમની હરખી કરૂં જીગરથી
પ્રેમ પ્રીતી મલે સદા નેક પિતા તણી હરખી જીગરથી સમાયજી

(જુદદીન ઝઘડો)

---

## ગાયન ૩૪૯ મુ.

પ્યારા પૈસા પૈસા તુંજ બલીહારી ખરીરે
તું સાચો નીમ ખુદા હાંરે તુંજ પર છે સર્વે ફીદા
જગ સરદારી ઠરીરે--પ્યારા
પૈસે આઇ પૈસે બાઇ-પૈસે સર્વે સગાઈ
પૈસા ને સઉ માનપાનને-પૈસે મોજ સવાઈ
પૈસાએ જોની સઘળી ન્યામત હાજર ધરીરે-પ્યાર
પૈસે પાપો પૈસે શ્રાપો-ઇજજતની ધુલધાણુ
પૈસો બુરો ચશમચોર છે-પૈસો બે ઇમાન
પોતાના મારે હાય જીવતાં જીવત મરીરે-પ્યારા

(માશીનો માંકો)

---

## ગાયન ૩૫૦ મુ.

ઝમક ચમક તું પ્યારા સદા સદા
કર તું તારી ફરજ પુરી અદા અદા
અમ પર રોશની તુ નાખી મહેર કર
રોશની બીજીને શરમાવી લેહેર કર—ઝમક
ખુરશીદ દાસ તું ખાસ ખોદાનો
છે તું મુસાફીર આએ જહાંન્નો અએ પ્યારા અએ ન્યારા
જોજે ભકતો તારા રાહબર ન્યારા—ઝમક

(જીવતું દોજખ)

---

## ગાયન ૩૫૧ મું.

મોકલીઆ સંદેશા લઈ ફરેસ્તા તુજપર
પન દરશન ન દીધાં ન પરસન થયો આખીર મુજ પર
સોધું કાં જોઉં નજર કાં દોડાવું મારી
રોશની વગર યા અંધારૂં ત્યાં અંધારૂં કારૂં—સોધું
તારી મેહેર વગર તુઝ દીલેર વગર
લાગે મને બધું અકારૂં અકારૂં—સોધું
પાસે તું છેબી પ્યારા નથી પાસામાં મારા
જીગરમા તું નગરમાં તું
ભટકે તું કાંય બહાર જાન વારૂં વારૂં

(જીવતું દોજખ)

---

## ગાયન ૩૫૨ મું.

પાપી બદકાર હતી દુનીઆં બેરેહમ બેવફા બેઇમાન
તાજુબ તાજુબ હુએરત તાજુબ ફરેસ્તોબી થઓ શએતાન
પરવર ગુપચુપ બેઠો કાંએ તું ખોલ આંખ તારી ને કાન
ફરીઆદ ફરીઆદ ફરીઆદ ફરીઆદ સાંભલ તું ઓ આસમાન
ખોટી રોશની નીકલી તે જે દેખાયો બહારથી ચાન
મંદીર સુજનુ ગનીયું જેને નીકલ્યું તે દેવસ્તાન
તોબા તોબા ઓ બદ પાપી ઇનસાન
લીઆનત લીઆનત શુ શુ ઓ ખુબસુરત ઇનસાન

(જીવતું દોજખ)

---

## ગાયન ૩૫૩ મું.

ખુદરતની બલીહારી સારી ગાવું બંદગીમાં દીલ હંમેશાં રીઝાવુ
લઇ ખુદાનું નામ સફલ કરૂ કામ ઠામ ઠામ હર મુકામ
પરવરનું નામ લાગે કેવું પ્યારૂ
હાજરી વીન એની વ્યાપે અંધારૂ
ભમે ચીત મારૂ એની માયામાં સારૂ બીજુ લાગે અકારૂ
બંદગી ન જેણે જાણી થઈ હયવાની દીલથી ગુમાની માની

થયો પસેમાની બન્યા હુથ રાંની પેદા કરનાર જગ હીત ધરનાર
વીના બંદગી છે જીન્દગી શરમીંદગી
ખુદાને દીલ દે ઉઠી કાલ જાલ જંજાલ મોતની ધાલ
હજી ભજી લે તું નેકી કયામત કાજ
કરે કાલે તો કરીલે આજનો આજ

(પાતાલ પાણી)

---

## ગાયન ૩૫૪ મુ.

ઘર રાખુ જેની બાનું તેનો છે સુખમય સંસાર
ધન દોલત તેના ઘરમાં જોશો મન સુખ અપરંપાર
સુખ દુખનો સાથી ઘરની રાણી જે ઘરમાં નેક નાર
આશિશ તે ઘર પર વરસે જ્યાં સુખ સંપજ બીશ્યાર
નીત્ય નામને તું દીપાવતી નીત્ય નામને જે નાર
નીત્ય નામને તું દીપાવતી સાચી સદગુણવંતી નાર
નેક નારી સઉને વ્હાલી દેશ ખેશ કુટુંબ સહુ સાથ
નીત્ય નામ કામને તું શોભાવતી નેક ચાલની જે નાર
પર ધન પર થુકી નેકી નીતી નહી ખોશે નેક નાર
નેક આશીશવંતા કામોથી તે શોભાવશે સંસાર
નેક કેળવણીથી આબાદી તે ફેલાવશે હર હાલ
નાર જાતી છે જગની શાંતી હરપળને હરબાર

(ખુદા પર સબર)

---

## ગાયન ૩૫૫ મું.

વ્હાલાઓ મંચી જાવું હવે હું તારી રજા લઇને
પ્યારી પરીચહેર સુખે સીધાર પણ દીલાસો દઇને
દીલાસામા તો એમજ કહું કે પીચતો ના દારૂ
ઘેરમાં ખુણે ખુણે ઉભો રહી કહરાવજે ઝારૂ—વ્હાલા
દારૂનુ હરગીઝ નામ લઇશ નહી આસુંઓના સમ
તું ગયા બાદ ભુલવવા ગમ પીવસ થોડો રમ—વ્હાલા
છીબા દરજીનું બીલ ચુકવજે વેચી ના નાખતો કાંઇ
સારીને બ્લાઉઝની સંભાળ લેજે ભુલમા પડે નહી ઉધાઇ

(પારસી હરીશ્ચંદ્ર)

---

## ગાયન ૩૫૬ મું.

ખુદાયા રહેમત તુંજની ભારી ન્યારી પ્યારી ને ગુણકારી
દયાનોજ ભંડાર-તું છે બારી
બંદાઓના દુખો સૌ-દે છે નીવારી—ખુદાયા
ભલાં મનને સુખન કામથી-મીનોજહાન લેવો પીછાની
ચમક પીછાનો મઙાં યઝદાની-ફાની સર્વે ધુમધામ સંસારી

(ધર્મી ગુનેહગાર)

---

## ગાયન ૩૫૭ મું.

મુર્ખ નાર કબુલે લગનનો કરાર
એડી શાદીની ઠોકીને થાય તે ખુવાર
સંગદીલ મરદ છે પણવું ગજબ છે જહેરી શાદીનો સંસાર
ફીટકાર લગન પર સંસાર સંબંધ પર
શાદી બલા, છે હજાર હાંરે બ્હેનો શાદી બલા છે હજાર
નારી સરદારી કરવા અહીં સંસારી
સરજી ખુદાએ ગુલામ છે ભરથાર—મુર્ખ
જુઠી જગતની પ્રીત છે જુઠો સૌ સંસાર
નાટક લગનનો કરશો ના બ્હેની થાશો ખુવાર—ફીટકાર

(ધર્મી ગુનેહગાર)

---

## ગાયન ૩૫૮ મું.

અરમાન દીલનો બજા લાવું આજે—અરમાન
ભુલથી ભરી મારી જીંદગી મેં ગુજારી
થાંઉ થાંઉ હું ખુદાની પુંજારી—અરમાન
દીલથી ભુલાઉં આ જુઠી મોહોબત
કરૂં નેકીની સાથે તારણુ આજે—અરમાન

(ધર્મી ગુનેહગાર)

---

## ગાયન ૩૫૯ મું.

મીઠી તારી સુરત પર જાવું બલહારી
મોહેનીમા થાવું દીવાની મારા જાન—મીઠી
છું તારો હું પુજારી મુજ દીલને લે સંભાળી
તેં મારી બસ કટારી ગજબ તેં કીધો જાન જાન જાન
સાચ્ચી મહોબતનો આ પ્યાલો છે પીવો ખુબ મુશકીલ
થઇ પરવાનો જાન ગુમાવે તેજ આશક એ દીલ
ઇશકનો જખ્મો રૂઝાવા માટે સંભાળ આ દીલ
હે દીલથી જીગરથી સબરથી જલુ છું મારી પ્રાણ જાન જાન

(ધર્મી ગુનેહગાર)

---

## ગાયન ૩૬૦ મું.

ચમત્કાર તારી કુદરતનો ખુદા છે હર જગે આશકાર
બલાઓના દમ આવેજહાર તું છે વાલી તું છે દાતાર
ન માયા એ સદા રહેશે ન રહેશે એ કાયા જુઠી
જો રહેશે તો સદા રહેશે મહાન ચઝદાં પર કુલ આધાર
ભજીલે બસ તું ઇશ્વરને કજા સર પર ઉભેલી છે
ચમકાવશે જહાર સમશીરતે ફના થાશે કુલ આધાર

(ધર્મી ગુનેહગાર)

---

## ગાયન ૩૬૧ મું.

ભલી ભકતી ભમાવે મને–મુજ દીલના ધરે ધીર
ઘાયલ થયું જીગર કલેજે લાગો તીર–પ્રભુ
ચેલી ખુદાની બની સદાની ભલું મારૂં તકદીર
અરે હાંરે પ્રભુ ભલું મારૂં તકદીર
ઘાયલ થયું જીમર કલેજે લાગો તીર—ભલી

(ધર્મી ગુનેહગાર)

---

## ગાયન ૩૬૨ મું.

શરમા જીવડા તું નાચીજ ફસે કાં મોહની જાલમાં
ખરે તું કંગાલ થાએ હસી ફસે વમાલમાં
મીનોઈ દુનિયા વતન તારૂં જીવડા તારી આશરા નાહી
આખરે કીડો કબ્રનો કાંપે દોરી આ ખાકી હસ્તીની
જશે જ્યારે તું આસમાં ઉપર કર્મ તારાંનો હિસાબ આપે
ખાક ધુળ ચાટી સર તું ફોડે મજુરી કરશે નર્કની
ત્યારેજ માલુમ પડશે તુંને—નુરખુદાઇ કાં ગુમાવ્યું
હવસ પરસ્તીમાં તેં ખોઈ ચાવી મહાન ગેબી હસ્તીની

(ધર્મી ગુનેહગાર)

---

## ગાયન ૩૬૩ મું.

સઉ પૈસાનો બહાર પૈસાનો કારોબાર
પૈસાનો પ્યાર પૈસાથી યાર પઇસે સઉ તાબેદાર
ગમાર હો યા ચમાર ખુબખબી બે શુમાર
પણ પઇસા ચાર હોએ ગાંઠે યાર તો કેહસે ઇજતદાર
પઈસા પર સઉનો ચાહ ફકીર હોએ યા શાહ
પઇસા પઇસા પઇસાની વાહું વાહ
હોએ ધોબી કે હજામ પન પાસે હોએ જો દામ
તો બેલગામનો ખાસો આમ કરે સોસો સલામ
હોએ ખાનદાની અગર મગર તે જર વગર
દે સરબસર તે બે કસર નફરથી ન બેહતર

(ગામરેની ગોરી)

---

## ગાયન ૩૬૪ મું.

ગરીબો પર દયા રખખે તવંગર હોતો અયસે હો
જો ટુટી નાવ તયરાયેં સમુંદર હોતો અયસે હો
સમજતેથે જીન્હેં દુશમન વો અપને હોતે જાતે હય
ગરીબો કે મુશીબતસે મુકદ્દર હો તો અયસે હો

ખુશીમે સાથ દેને વાલે હુયે લાખો જમાનેમે
બીપતકે વકત જાદેવે બીરાદર હોતો અયસે હો

(સતી મંજરી)

---

## ગાયન ૩૬૫ મું.

ખુને જીગરકો પીતી હું બસ ગમમે તેરે યાર
શાહરે ચમનમે ફીરતી હું બસ ગમમે તેરે યાર
મય ચુપકે ચુપકે રોતી મું આંસુઓસે ધોતી
વો કહાં ગયો મેરો મોતી મોતી બીના ના સોતી—બસ
દીલ ઉસીકુ દીજીયે દીલદાર યાર હો
કયા હીંન્દુ કયા મુશલમાંન કદરદાન યાર હો
મેરી નજર જો તુમસે લડ ગઈ મયે પલંગકે નીચે પડ ગઇ
મયે અગ્ની જેસી જલ ગઇ—બસ

(રા”માંડલીક)

---

## ગાયન ૩૬૬ મું.

નીતી તણી તજી વાત નાથ શીદ અનીતીનું નામ દઇએ ?
દેવ મંદીર મુકીને કેમ દુષ્ટના આવાસે જઇએ-નીતી
દુધ તજીને દારૂ શું પીવો ? રામ ભુલી કાં કામ સેવો ?
કોયલને તજી કાગ પાળી શું હીત થાયે ?
પાપનો ન પડછાયો લઇએ-નીતી

(વસંત પ્રભા)

---

## ગાયન ૩૬૭ મું.

જાઓ વ્હાલાને વેગે વધાવો માળ પહેરાવો ફુલથી છાઓ
અંગ અંગે ફુલોનાં વાઘાથી સજાવો-જાઓ
કુસુમ સમી કાય ત્યાં પુષ્પ સોહાય
શીયળ સુગંધી સંસારે જો ફેલાય
રતિ પતિ છો સુગંધી કુસુમોની કુંજે સોહાવો—જાઓ

(વસંત પ્રભા)

---

## ગાયન ૩૬૮ મું.

માનો માનોને રસીલા આતો ન સારી વાત
છેક આમ શું કરો છો બોલાવે જાઓ તાત—માનો
રસીલી પ્રેમ પાન અમૃતે જીવાયે
હાજી પ્રેમવાત જાણુ છું પ્રીયા
કટાક્ષે વિંધાઈ કેદી થઇ રહયા
વીતી જાય રાત વાને નાથ શું ઘેલા થયા—માનો

(વસંત પ્રભા)

---

## ગાયન ૩૬૯ મું.

મદ ભરી જુવાની યાર રસ લેજો લુટી દીલદાર
અહો દીલદાર-હાં હાં—મદ
નાજુક ખીલતી હું ચમેલી તું રસીલો ને છબીલો
ભ્રમર મધુ પીનાર અહો પીનાર-હાં હાં-મદ.

(વસંત પ્રભા)

---

## ગાયન ૩૭૦ મું.

શ્રી રામચંદ્ર રઘુવીર શ્રી સીતાપતી
ભજી લેને મન અવસર આવો એળે વહી જશેજી
ખીલો વસંત છેલા ખીલી જુવાની વ્હાલા
રસીયા રસ પી લેને સુખધામ
ખીલી વસંત તેવી ખીલી ફુલવાડી બાળા
પ્રભુને શણગારી લે મન લ્હાણુ—શ્રી સીતાપતી
રમણી રૂપાલી હેતે હૈયે ધરી લે વ્હાલા
પીલે અધરામૃત રસનું પાન
નાથના નાથને એ અંતર ધર પ્રીતે બાળા
કરી લેને કાયાનું કલ્યાણ—શ્રી સીતાપતી

(વસંત પ્રભા)

---

## ગાયન ૩૭૧ મું.

કાંઇ લાવો પાપી પરે મહેર પિતાજી
ડુબતી આ દીન રમણી ઉગારો
ભુલતીનું ભાન લાવી ગુરૂજી સુધારો બાજી—કાંઇ
લુબ્ધ થએલી ઇંદ્રિય નાદે કેવળ નરક નિવાસી બિચારો
કરૂણા કરીને એને બચાવો દયામય રહે પ્રભુ રાજી-કાંઈ

(વસંત પ્રભા)

---

## ગાયન ૩૭૨ મું.

મહોબત અજબ છે પાની દીલ બાગ બાગ બહેલાવે
દુનાયાં બને મસ્તાંની અજબ દીવાના કોઈ પ્રેમ જામ પીવરાવે
પ્રેમ દીવાના માનવી તેમાં છે શી નવાઇ?
ઇશ્વર પણ તરસ્યો ફરે કોઈ મહોબત શરાબ પાય
મહોબત સરીખી ચીજ કોઈ બતલાવે—દીલ
ઇશ્ક અમારો દેવતા પ્રેમી અમારાં પ્રાણ
નજર ફરે દિલદારની જાન જીગર કુરબાન
ચોળી મહોબત ખાક અલક જગાવે--દીલ

(વસંત પ્રભા)

---

## ગાયન ૩૭૩ મું.

દિલ મારૂં માને નહી મનડું ઠરે નહિ ત્યારે કરૂં શું તાતજી
મેં જોયું ફરી ફરી જોડી મળે નહિ કોને વરૂં હું તાતજી
નેણે પ્રીતી ઝળકી હતી અહીં આવતાંજ સમાઇ ગઈ
ઉર્મિ અંતર ઉછળી હતી નૃપ દેખતાંજ દબાઈ ગઈ
હીરલો અમુલ્ય ખરીદવા ઉમંગભર આવી અહીં
પણ અંતરે અંકુર ન ફુટયા પ્રીતી પ્રકટાવી નહી
છતી આંખે દીવો લઇને પડી કુવામાં હું ડુબી મરૂં શું તાતજી

(કામલતા)

---

## ગાયન ૩૭૪ મું.

મને આવે છે ફેર ઝુલે મારૂં મન હો સખી
બેસું રથમાં શી પેર ઝુલે મારૂ મન હો સખી—મને
કેફ ચડી કોઈ કારમી હુ સમજુ ના બહેન મ્હાવરી મને કરી
લ્યો વિસામો સુંદરી ઝીલી આ લ્હેર—ઝુલે મારૂં મન

(કામલતા)

---

## ગાયન ૩૭૫ મું.

સખીઓ લઈ પીચકારી આવો
ફાગ ખેલાવવા ઓ અલબેલી નાર
શો વસંત તણો ચમકાર છે—સખી
આંબે મ્હોર કળી ઝીણી કુટી કેવો મદનનો માર છે
કોયલનો મધુર ટુહુકાર છે શૃંગાર સમયનો સાર છે
રમે રંગમાં રસીક નર નાર
ખીલે ઝીલે રસ પીલે ભર પ્યાર સાર—સખી

(કામલતા)

---

## ગાયન ૩૭૬ મું.

કહી ભુલી ગયા હૈયાંના હાર
નારી પ્યારી દીધી શું વીસારી—ભુલી
દીલથી દીવાના થયા આકાશે ખોળી રહયા
મળવી હુવે નથી સ્હેલી એ નાર
તુજ પ્યારી ઉરમાં અમે તો ઉતારી—ભુલી

(કામલતા)

---

## ગાયન ૩૭૭ મું.

કર ગોર ગર હુએ દાના પડે તો નહી પછતાના
ગ્યાંનીકા ગુન ગાના
દીલકી દીલમે સોચલે પેહલે ઉસ દમ લબપર લાના
જીસને બાતકી રીત ન જાની ઉસને કુચ્છ ન જાના

(સુફેદ ખુન)

## ગાયન ૩૭૮ મું.

કયસે હમરી દીલ જાન બીના બીરહાકા દુખ જાએ
નીસ દીન ઘડી ઘડી વાંકી દેખકે દગરી
નયનન બારી બારી ભરી આએ—બીરહાકા
જાઓ કોઈ સમજાવો બુજાઓ
ઈતલાવો મનાવો બીપતા એ સુનાઓ
વાંકી ચીત્ર બન દીખાએ
પીઆરી નીઆરી આજરે આએ અમરત રસ પીલાએ

(સુફેદ ખુન)

---

## ગાયન ૩૭૯ મું.

કાના કાહે બચન કે બોલ ભુલાએ કીની ચાતુરીઆં
સંગ નીકસ કે ચોરા ચોરી રોવત બાવરીઆં
બે ગુન બે ગુન સજન ભયરે નાશ કીઆ મએકા
કોન ચલનકી બતીઆં કરન મોહે દીઆ બહેકા
નીસ દીન દીન પલ છીન છીન રહે એહી ધદકા

(લયલા)

---

## ગાયન ૩૮૦ મું.

મએ ચંચલ આફત હું ફીતના બદા દાના બદા શાના
મએ સીધા સાદા હું જીતના ઉતના હું નતખત ફરજાના
બદા જંગી હું બદા સંગી હું વાહવા વો લતપત રંગી હુ
મએ ચાહુ જીસે બેહકાવુ કહી ભદ કાવુ કહી સમજાવું મએ
અંતરમંતર જંતરતંતર સારી ભરી બાતે મેરી વાહ વાહ વાહ

(લયલા)

---

## ગાયન ૩૮૧ મું.

ચાલો સાહેલી ભુવનેશ્વરીનાં સઉ મળીને દરશન કરીએ
દુખ હરનારી સુખ કરનારી મુર્તી માની અંતર ધરીએ
ભાવ ધરી જો પુજન કરીએ તો ભવ સીંધુથી તરીએ

સુવા ચંદન કુમ કુમ કેસર અરચન કરીને મન ઠરીએ
અબીલ ગુલાલને પુષ્પ માલથી માને વધાવી મંદીર ભરીએ
(સૌભાગ્ય સુંદરી)

---

## ગાયન ૩૮૨ મુ.

મારા તનમા મનમા ભર્યો છે ઠર્યો છે ભય જાઉં જગ જોતી
વળી ગુમાવ્યુ મેં ભાગતાં ભાગતાં નકવેસરનું મોતી
હાલવું ચાલવું હારી છું હાય જીવ માહરો ઘભરાય
ક્હી ફરી માહરૂં મળશે મોતી ગોરી હું કાઢીશ ગોતી
(સૌભાગ્ય સુંદરી)

---

## ગાયન ૩૮૩ મું.

આંખો ખોલી જો જીવ આ દીસે દુનીઆં ફાની
શાની જીંદગાની રોજ રહેવાની માની—આંખો
આ ધન ધામ મેડી મ્હોલને વાડી વજીફા
અંતે સાચવ્યાં અંતે થવાના ધુળ ધાણી—આંખો
અંચીતો હાળશે ટોટો અજલનો જો ફીરેસ્તો
કરી લેને ભલાઇ એજ છે સાચી કમાણી
(સૌભાગ્ય સુંદરી)

---

## ગાયન ૩૮૪ મું.

મ્હેરી ચોળી લટકાં મટકાં કરતાં આવ્યાં
રંગ ળી સાડી ઓઢી મન લોભાવ્યાં
ઝાંઝર ારે ઝણકારે કર કંકણના ખખડાટે
કાજલથી નેત્ર દીપાવ્યા—મ્હેરી
હવે શરમાવો ઠાલા શાને ડીયરજી મારા
બોલો—બોલોજી બોલો બોલો
મેં કેવાં તમારાં નખરાં તો જણાવ્યા—મ્હેરી
(સાભાગ્ય સુંદરી)

---

## ગાયન ૩૮૫ મું.

અરે કોઈ આવો પીયાને મનાવો
મારૂં દીલડું ચીરી ખોલી બતાવો—અરે
અરે પીયા મારો નહી પ્રેમ હાણુના બાણુ
તારે મન હું તુચ્છ છું તું માહરે મન પ્રાણુ
મને તપતીને નહીં તપાવો લાગી અગન બુઝાવો
બોલાવો લોભાવો પ્રાણુ પીયા રીઝાવો—મારૂં

(સૌભાગ્ય સુંદરી)

---

## ગાયન ૩૮૬ મું.

ધીમાં ધીમાં ચાલો માહરા પ્રાણુરે
પગ નાજુક તમારા આ મચકાઈ જાશે
કંમર લચકાઈ જાશે ઓ સુજાણુરે—ધીમાં.
નાજુક વેલી ફુલ સમી કોમળ આ તુજ કાય
ધડકે છાતી શ્વાસથી એ ચંચલથી ઓળખાય
પરસેવાનાં બીંદુ આ બાઝયાં મુખે
મુખ રાતું થયું થાક અતી દુખે
આ છાતી પર લ્યો વિસામો સુખે ઓ સુજાણુરે—ધીમાં.

(સૌભાગ્ય સુંદરી)

---

## ગાયન ૩૮૭ મું.

ગોવીંદ ગુણુ ગાઓરે નરનાર ગીરીધર શ્રી ધર શ્રી મુરલીધર
નામથી નેહ લગાવો-હા નેહ લગાવોરે
મારૂ તારૂં મિથ્યા માની કૃષ્ણુ કહે જાવો રે
અધમ ઉધારણુ ભવ જળ તારણુ
નિરભય નામથી થાવોરે ભય નામથી જાવો રે

(સતી દ્રૌપદી)

---

## ગાયન ૩૮૮ મું.

વા'રે લાલા મોહુંન બંસીવાલા ઠગો છો શાનેરે સલુણા
જાણી જાણી તમારી મેં ઠગાઈ પ્રીત બાંધી હુવે હું પસ્તાઇ
પસ્તાઇ પુરી કાના ઠગાઈ હું તો કાના
રસ ભીના રંગીલા શરમાળા શામળીયા—વા'રે
શાને સતાવો વાત વાને ઉડાવોરે
એરી એરી લાલા વાતે ઉડાવોરે
મેં જાણ્યા સરવે ચાળા અરે જાઓ નંદલાલા
વ્રજલાલા ગોવાળા છબીલા છોગાળા—વા'રે

(સતી દ્રૌપદી)

---

## ગાયન ૩૮૯ મું.

સખી સ્વપ્ન મહીં મન મોહુન મેં નીરખ્યાં એકાન્ત વિષે શયને
શરમાઇ રહી રતી નાથ વદે મુખથી નહીં કાંઇ બોલાય અરે
વિનવે અતિ વલ્લભ વ્હાલ ધરી નવ ઉત્તર મુખ અપાય જરી
નીચું જોઇ રહી દ્રગ પ્રેમ ભરી ખણુતી પૃથ્વી નીજ પાય અરે
કર સાહી રસીક રૂદે વળગ્યા કરતાં બળશેન થયા અળગા
તુટી હાર ગયો એ રકા ઝકમાં કંસ કંચુકીની છુટી જાય અરે
છુટી કેશ ગયા વીખરાઈ અરે ગઇ દેહ કળી કરમાઈ અરે
ગયા સ્વેદથી વસ્ત્ર ભીંજાઇ અરે પણ નાથ થયા નગણુાજ અરે
મનથી મન સેજ ગયું પિગળી જેમ સાકર દુધની સંગ ભળી
કીધાં ભોજન નાથની સાથ મળી મુખવાસ સુવાસ અપાય અરે
મુખ તાંબુલની પીચકારો ઉડી અચાનક નાથને અંગ પડી
સખી તે રજની અને તેજ ઘડી રસીઓ રીસ લાવી રિસાય અરે
સજી શસ્ત્ર શરીર શું અશ્વ ચડી રણુ જાય પિયું અરે હુંથી લડી
સખીઓ વિનવું તમ પાય પડી કરો જે રોત નાથ મનાય અરે

(સતી દ્રૌપદી)

---

## ગાયન ૩૯૦ મું.

મને સ્હાય કરશે મોરારીરે વારે ચડશે ગોવરધન ધારી
અહલ્યા ઉગારી મીરાંબાઇ તારી બેની ચીન્તા કરીશ નહી મારી
માંજારા બચ્ચાંને બળતાં ઉગારી મોક્ષ દીધો ગજેન્દ્રને તારી
દ્રોપદીના ચીર પુર્યાં થાશે તે સ્હાયકારી—મને

(વીક્રમ ચરીત્ર)

---

## ગાયન ૩૯૧ મું.

મન માયાના કરનારારે જરી જોને તપાસી તારી કાયા
પુછી જોને તું પડીત પુરાણુારે કોઇના અમર છે લેખ લખાણુા
કાચી છે કાયા આ માટીની માયા છે માટીના ખેલ બનાયા
શાણુા તો સમજી અલગ થયા પણ બાળક બીચારા લપટાયા
લાખોની પાંખો ગઇ છે પીખાઇ જેણે મુછપર લીંબુ ઠરાયા
કાળના કોવાડેથી કોણ બચ્યું ભલે રંક હાય ભલે મહારાયા
સંધ્યાના જેવા રંગ સોનેરી વંધયાને લાડ લડાયા
જોબનને તન ધન તેવાં સમજવાં પાણીમાના પડછાયા

(ઉદય ભાણ)

---

## ગાયન ૩૯૨ મું.

દાસ પરે દયા લાવોરે દયાળુ દેવા દાસ પરે દયા લાવો
સંસારી સંબંધ તોડી જીવ આપ ચરણે જોડી
હું તો બની બેઠો બાવો બાવોરે—દયાળુ દેવા
આંખો વીના સંકટ આવું ખાડામાં ગોથા ખાવું
વારે અવીનાશી આવો આવોરે—દયાળુ દેવા

(સુરદાસ)

---

## ગાયન ૩૯૩ મું.

સુંદર શામળીઆ નામ જપીશ નીત્ય તારૂ
મનહર ના મળીઆ કાશી કરત ધારૂ–સુંદર શામળીઆ
શામળા શણગાર હમારા કાળજું હર્યું કામણગારા
વીનવે કરગરી દીનદારા દર્શન દયો દીલદાર તમારા
કયાં હું કહું દુખ મારૂં–સુંદર શામળીઆ
આસપાસ નહી વાસ નિહાળુ અહા ત્રિભુવન ભાસનું કાળું
નિરખું નહિ કદી મુખડું રસાળું જઇ હિમાલય ગાત્ર હું ગાળું
સાક્ષી દેવ દયાળુ–સુંદર શામળીઆ

(વીણા વેલી)

---

## ગાયન ૩૯૪ મું.

થઇ પ્રેમ વશ પાતળીયા મારા મનનાં માલીક મળીઆરે
પ્રીતે કરો મુખવાસ સજનવા રાજ હૃદયના વાસી
પ્રેમદા પ્રીત જયોત પ્રકાશી મારા મનના મનોરથ ફળીઆ
ભાગ્યવંત કર્યો ભગવંતી મુજને જીવન સફળ થયું મારૂં
કરો શ્રી હરી શુભ તમારૂ–મારા મનના

(કાદમબરી)

---

## ગાયન ૩૯૫ મું.

કાનુડા તારી કામણ કરનારી વ્રજમાં વાંસલડી વાગી
મીઠી વળી મોહક મન વશ કરનારી–વ્રજમાં
મન વશ કરનારી સ્વર સુણતાં લાગે સુખકારી
હું ઘેલી તમ વિણ થઇ છું ગિરધારી–વ્રજમાં

(કંસ વધ)

---

## ગાયન ૩૯૬ મું.

### નાગમહાર પીલુની આરતી.

—:o:—

એ આવો આવો હરખાવો ગાવો ગાવો
ગજાવો રાજકુંવરને ફુલે વધાવો
ફુલે વધાવો હારો પહેરાવોરે—આવો
ભલે પધાર્યા રાજવીર ભારત ભુમી કાજ
આજે આખા હિંદનાં હર્ષ તણો નવપાર
બાલોના સ્નેહી માયાળુ માનીતા ગુણચલ જ્ઞાની ચીલનસારી
જયાં જયાં ગયા ત્યાં પંકાયા એ રાજવીર ભારતના હીલકારી
રણભુમીનાં રાજેશ્રી રંગારી આપી દરશન કીધાં ઉપકારી
એ પધાર્યા સંકટ સમયે—ખેંચી અતીશય શ્રમ
શાંતી સુખને સંપના ચિન્હો સર્વોત્તમ
સ્નેહી સાચ સુર સહાય કરજો હેતે આ હિંદને સંભારજો
કરજો સર્વ વિઘનતણો વહારજો હેતે આ હિંદને સંભારજો
આશા અભીલાશા પાર ઉતારજો હેતે આ હિંદને સંભારજો
એ શહેનશાહ રાણી માતને—પોંહોચાડજો સંદેશ
હયરત પ્રેમ આ હિંદનો ઘટશે કદી નવલેશ
સ્નેહનો લેજો સંદેશો દેજો આશીષો કહેજો ભારત ભુમી કાજ
સુખમાં રહેજો સદાયે બ્રિટીશ ન્યાયે અમર થયો આયરાજ
હીંદ કહે અમર તપો આયરાજ—એ આવો

---

## ગાયન ૩૯૭ મું.

### નામદાર શહેનશાહ જ્યોર્જની ગરબી.

—:૦:—

જુગ જુગ જીવો જ્યોર્જ તું મેરી સહીત મહારાજ
ભલે પધાર્યા ભાવથી હરખી હીન્દ સમાજ
ધર્મ ધુરંધર ધીર વીર જય જય જય હીન્દપતી
ચક્રવતી ત્રપ અમલ રહો ભારત જન વદતી
વીજયી માત વીકટોરીઆ સમી કળા રહો ચઢતી
એડવર્ડ સમ શાંન્તી સદા રહો બ્રીટીશ ધજા ફરતી
રક્ષ તું પ્રભુજી શેહનશાહ જ્યોર્જ પાંચમાં
શેહનશાહબાનુ મેરી સંગે વધાવીએ અખંડ ભકતીભાવમાં
તાજ ધરો હીત હીન્દનો જઇ દીલ્લી દરબાર
યાદ રહો ઇતીહાસમાં જય જય જય જયકાર
હીન્દ શેહનશાહ જ્યોર્જ જીવજો બહુ બહુ
શેહનશાહ બાનું મેરી સહ સુખ ભોગવો સહુ
જ્યાં જ્યાં રવી કીરણ વહે ત્યાં ત્યાં તુજ તેજ સોચે
અવીચળ પદ ઇંદ્ર જેમ મેરૂ સમ અડગ રહો
હીન્દપતી જ્યોર્જ અને માહારાંણી મેરીને શીશ નમાવો
મંગલ ગીત હલી મલી ગાવો સજની લ્યો સુખભર લ્હાવો
અવસર રૂડો અતી આવ્યો
સફળ સફર થાવો વીઘન સકળ જાવો
વિજય બહુ ફેલાવો જગતમાં હર વખતમાં
નીજ તખ્તમાં જય જય જય થાવો—હીન્દપતી

---